# મુંબઈ ઇલાકાનું પ્રસ્નોત્ર.

# ભૂગોળ

## બાળકોને માટે

ફરીથી છાપવાનો હક માલેકોએ રાખેલો છે.

નકલ ૫૦૦)

મુંબઈ:

પારસી પ્રિન્ટિંગ પ્રેસમાં પા. ન.

ખંબાતાએ છાપ્યું છે.



છપાવનાર તથા વેચનાર, મુંબઈ કાળકાદેવીને
રસ્તે રામવાડી પાસે ઇશ્વરદાસ લાયબ્રેરી
વાળા પાસેથી મળશે.



કીંમત દોઢ આનો.

## મુંબઈ ઇલાકા.

સવાલ—મૂંબઇ ઇલાકાની હદ કેટલી ?

જવાબ—ઉત્તરમાં ગાયકવાડ અને હોલકરના મુલખો, પૂર્વમાં સીંદયા હોલકર, અને નીજામના મુલખો, દક્ષિણમાં ગોમાંતક અને મદ્રાસ ઇલાકા, પશ્ચિમમાં ખંભાતનું અખાત અને આરબી સમુદ્ર.

સ—તેનું ક્ષેત્ર ફળ કેટલુ ?

જ—તેનુ ક્ષેત્ર ફળ ૧૮૦૭૧૫.

સ—મુંબઇ ઇલાકામાં વસ્તી કેટલી છે ?

જ—આસરે ૧૬૪૦૦૦૦૦.

સ—મુંબઇ ઇલાકામાં કયાકયા દેશો છે ?

જ—એ ઇલાકામાં ગુજરાત દેશનો થોડો ભાગ, સીંધ દેશ, માહરાષ્ટ દેશ, દક્ષિણ મહરાષ્ટ, કોકણપટીનો થોડો ભાગ, પશ્ચિમ કિનારે મુંબઇ વગેરે બેટો છે,

સ—સર્વે શેહરમાં પ્રખ્યાત ગામ કહ્યું છે ?

જ—મુબઈ બેટ પ્રખ્યાત છે તેમાં અંગ્રેજ સરકારની રાજધાનીનું મથક છે, અને તેનું ઉત્તમ પ્રકારનું બંદર હોવાથી વેપારીઓની મુખ્ય જગા છે.

સ—મુંબઈ કયી જગ્યાએ છે ?

જ—હિંદુસ્થાનની પશ્ચિમે એક મોહટું વેપારનું બંદર છે,

સ—મુંબઈમાં કેટલા માણસની વસ્તી છે ?

જ—આસરે છ લાખમાણસની છે, તેમા હિંદુ પારસી, ખોજા, મેમાણ, મૂસલમાન, અંગ્રેજ, ઇત્યાદી રહેછે.

સ—મુંબઇ શેહરનો દેખાવ કેહેવી રીતનો છે?

જ—મુંબઇ શેહર અને તેનું બંદર ઘણું શોભીતું અને જોવા લાયેક છે, તેમાં હજારો દેશથી શોભાયમાન ચીજોમાં કાપડ, શુત્રના ધત્યાદી ઇત્યાદી યંત્રો, રેશમ, કાપડ, છત્રી, કરીઆણું, હાડી, જુ-

અમર વીગેરેનો પુષ્કળ માલ આવે છે. તે માં ઘરો, બાગ, બગીચા ઘણા શોભાયમાન સણગારેલા અને ઊંચી બાંધણીના છે તેમાં કેટલાકતો સાત મજલાના શોભીતા છે, તેની જમીન સખ્ત પથરની છે તેથી પાણી ઘણુ મીથુ નથી માટે ગામથી આઠ મૈલ ને છેટે વ્યારનું મોહટું તલાવ બાંધીને તેમાં મોહટા મોહટા નલ મુકીને શેહરમાં પાણી લાવેલું છે, તે પાણી ઘણું સરસ અને મીથું છે પણ હુનાળામાં તલાવનું પાણી ઘટી જવાથી બીજુ તલાવ તુલશી ગામમાં બાંધીને બે હુ તલાવમાં નલ મુકીને શેહરમાં પાણી આવેથી સાતે મજલે પાણી પોહચશે.

સ—મુંબઇ ઇલાકાની ઇનસાફની મોટી જગ્યા અને ગવરનર શાહેબની રાજગાદી ક્યાં છે?

જ—ઇનસાફની મોહટી અદાલત અને ગવરનર

શાહેબની રાજગાદી મુંબઈમાં છે.

સ—મુંબઈ ઇલાકો તે શું ?

જ—મુંબઈના તાબામાં કેટલાક સ્વસ્થાન, પ્રાંતો, અને શેહેરો છે તેથી ઇલાકો ગણાય.

સ—મુંબઈ ઇલાકાના કેટલા ભાગ છે?

જ—પાંચ, ૧ સિંધ પ્રાંત, કચ્છ પ્રાંત, ગુજરાત પ્રાંત, ઊત્તર અને દક્ષિણ મહારાષ્ટ.

સ—મુંબઈ ઇલાકાની ચારે દિશાના પ્રાંત કયા છે?

જ—પંજાબ ઇલાકાનો દામન પ્રાંત, બાવલપૂર, બલુચીસ્તાનનો ભાગ ઊત્તરે. જેસલમીર, ને મારવાડ, પૂર્વે. કચ્છ તથા આરબી સમુદ્ર દક્ષિણે. બલુચીસ્તાન તથા સુલેમાનના પાહાડો પસ્ચિમે છે.

સ—સિંધ પ્રાંતના કેટલા જીલ્લા છે?

જ—ચાર, હેદ્રાબાદ જીલ્લો, શિકારપૂર જીલ્લો, કરાંચી જીલ્લો, અને હદ પાસેના સ્વસ્થાન.

સ—ઊત્તરમાં સિંધ પ્રાંતનો કયો જીલ્લો છે?

જ--શિકારપૂર જીલ્લો.

સ—શિકાર પૂરથી કરાચી જવાનો રસ્તો કયો ?

જ—શિકાર પૂરથી દક્ષિણે જતા ખેર પૂર, અને તેની દક્ષિણે જઇએ તો હૈદ્રા બાદ, અને હેદ્રાબાદથી પશ્ચિમે સિંધુ નદી ઊતરીને કરાચી જવાય.

સ—સિંધ પ્રાંતમાં શેહેરો અને નદી કઈ છે?

જ—મોહટામાં મોહટી નદી સિંધું, અને શેહ-રોમાં કરાચી, ઠઠા, હેદ્રાબાદ, સક્કર, બક્કર, અમરકોટ, મિથુન કોટ, પેશાવર, અટક, લાડક, અથવા લેહ વીગરે શેહેરો છે.

સ—સિંધુ નદીનું બીજુ નામ છેકે નહી અને તેનું મૂળ અને મૂખ ક્યાં છે ?

જ—એ નદીનું અટક, અને ઇંડસ બે નામછે, અને સ્વતંત્ર ટીબેટના પહાડમાંથી નીકલા ને હિંદુસ્થાનની પશ્ચિમ હદપર થઈ અરેબી સમુદ્રને મળે છે.

સ—સિંધુ નદીનું નામ અટક કેમ પડયું ?

જ—સિંધુ નદીની પેલી તરફ જતા મુસલમાનોથી હિંદુ બીહીને અટકયા અને તે ઉપર અકબર બાદશાહે અટક નામે કિલ્લો બાંધેલો છે તેથી.

સ—અંગ્રેજે સિંધ પ્રાંત કયારે લીધો ?

જ—સને ૧૮૪૨-૪૩માં સર ચારલસ નેપીઅર લડાઇથી સિંધના રાજ ચલાવનાર અમીરો પાસેથી જીતી લીધો.

સ—સિંધ પ્રાંતના જીલ્લા, અને ક્ષેત્ર ફળ અને રહેવાસીની વસ્તી કેટલી છે?

જ—જીલ્લાનું નામ-મુખ્ય શેહેર-ક્ષેત્રફળ-વસ્તી

| | | | |
|---|---|---|---|
| કરાંચી | કરાંચી | ૨૩૧૬૦ | ૩૭૨૧૮૨ |
| હૈદ્રાબાદ | હૈદ્રાબાદ | ૨૬૭૬૦ | ૭૦૩૨૯૬ |
| શિકારપૂર | શિકારપૂર | ૧૧૫૩૨ | ૬૫૦૩૦૪ |
| હદ પાસેના, | જાકબાબાદ | ૨૧૪૭ | ૪૨.૯૫૫ |
| રસ્વથાન | | | |

સ—સિંધ પ્રાંતથી દક્ષિણમાં જવાથી કયો પ્રાંત છે?

જ—કચ્છ પ્રાંત.

સ—તેમાં મુખ્ય શેહર કેટલા છે?

જ—બે. ભુજ, અને માંડવી છે.

સ—કચ્છની ચારે દિશામાં શું છે?

જ—ઉત્તરે કચ્છનું રણ, અને તેની પાછળ સિંધ પ્રાંત. પૂર્વે ગાયકવાડનું રાજ્ય દક્ષિણે. કચ્છનું અખાત પશ્ચિમે સિંધુ નદીનું મુખ છે.

સ—કચ્છ પ્રાંતમાં નદી કે પાહાડ વીગેરે કંઈ છે?

જ—રણને લીધે કોઇ પણ નદી આવેલી નથી, ડુંગરોની ઓળો લાખી નામે મુખ્ય છે.

સ—કચ્છ પ્રાંતથી અગ્નિ કોણમાં કયો પ્રાંત આવે?

જ—ગુજરાત પ્રાંત આવે.

સ—ગુજરાત પ્રાંતની ચારે દિશા, હદ શું છે?

જ—ગુજરાતને મારવાડ, શીરોહી, મેવાડ, ઉત્તરે. દમણ, ગંગાનદી, અને થાણા જીલ્લો,

ખંભાતનું અખાત અને અરબી સમુદ્ર, દક્ષિણે. માળવા, ખાનદેશ, સાતપુડાનો પાહાડ, પૂર્વે, કચ્છનું રણ, કચ્છનો અખાત, અને આરબી સમુદ્ર પશ્ચિમે.

સ—અસલ રાજધાની ગુજરાતમાં કયા શેહેરમાં હતી. અને હાલ કયા શેહરમાં છે અને કઈ નદી ઊપર તે વેળાયે શેહેરો હતા?

જ—અસલ સિંધપુર, પાટણમાં રાજધાની હતી, અને તે સરસ્વતી નદીના કાંઠા પર છે. અને હાલની રાજધાનીનું શેહર અમદાવાદ તે સાબરમતીને કાંઠે છે.

સ—અંગ્રેજ સરકારની એજન્સી કેટલી છે અને તે દરેકનુ નામ શું?

જ—પાંચ, તેમાં ૧ કાઠીઆવાડ. ૨ પાલણપૂર. ૩ મહીકાંઠા. ૪ રેવાકાંઠા. ૫ સુરત એજન્સી.

સ—એ એજન્સીમાં મુખ્ય શેહર કયાં કયા છે. અને તે કઈ નદી ઉપર છે?

જ–એજન્સીનું–મુખ્ય શેહેર–જે નદી ઉપર છે

| | | |
|---|---|---|
| કાઠીઆવાડમાં | રાજકોટ | આજી નદી |
| પાલણપૂરમાં | ડીસા | બનાસ નદી |
| મહીકાંઠામાં | સાદરા, ઈડર | સાબરમતી નદી |
| રેવાકાંઠામાં | નાદોડ | નર્મદા નદી |
| ,, | લુણાવાડા | મહી નદી |
| સુરત | વાસંદા, ધર્મપૂર, સચીન. | તાપી(સુરતમાં) |

સ—ગુજરાતમાં નદીઓ, અને તે ઉપર શેહેરો, કસબા કેટલા છે?

| જ— નદીઓ | શેહેર અને કસબા |
|---|---|
| ૧ બનાસ. | રાધણપૂર, ડીશા, વીગેરે. |
| ૨ સરસ્વતી. | પાટણ, સિધપૂર, દાંતા વગેરે. |
| ૩ સાબરમતી. | અમદાવાદ, સાદરા, પેથાપૂર. |
| ૪ મેસ્વો. | હરસોળ. |
| ૫ ખારી. | દેસાસણ, બાલપુર. |
| ૬ વાત્રક. | એમદાવાદ. |
| ૭ શેઢી. | ખેડા, ડાકોર, વાડાશીનોર. |

૮ વિશ્વામિત્રી. વડોદરા.

૯ મહી. ખંભાત, લુણાવાડા.

૧૦ ઢાઢર. ટંકારીઆ બંદર

૧૧ નર્મદા, મોહટીછંડ, ભરૂચ, ચાણોદ, કન્યાલી (નાદોડ વીગેરે

૧૨ કીમ, હલાન, કાઠોદ્રી.

૧૩ તાપી. સુરત, બરાનપૂર, રાંદેર.

૧૪ મીંઢોલા. બારડોલી, વ્યારા, વીગેરે

૧૫ પુર્ણ નવસારી, બુહારી, વાલો, વી.

૧૬ અબીંકા બીલીમોરા, કસબો.

૧૭ કાવેરી. ચીકલી કસબો.

૧૮ ઔરંગા. વલસાડ કસબો.

૧૯ પાર. પારનેરા, ડુંગરી કીલ્લો છે.

૨૦ કોલક. બગવાડા, કસબો.

૨૧ દામણ ગંગા દમણ, શેહરફરંગીનું રાજછે.

સ—ગુજરાતમાં કેટલા રાજાની સત્તા છે?

જ—ગુજરાતનો ઘણો ખરો ભાગ હાલ અંગ્રેજ

સરકારનો છે, અને કેટલોક ભાગ ગાયક-
વાડ સરકારનો, અને જુજ ભાગ નવાબનો
તથા હિંદુ રાજાનો છે.

સ—ગુજરાતના ચાર જીલ્લાનું ક્ષેત્રફળ, વસ્તી, નદી, કેટલી?

જ—જીલ્લો, મુખ્ય શેહર, ક્ષેત્રફળ, વસ્તી, નદી,

| | | | | |
|---|---|---|---|---|
| સુરત | સુરત | ૧૫૩૯ | ૪૯૩૦૦૦ | તાપી |
| ભરૂચ | ભરૂચ | ૧૩૨૫ | ૨૯૧૦૦૦ | નર્મદા |
| ખેડા | ખેડા | ૧૩૭૫ | ૫૮૦૭૦૦ | વાત્રક |
| અમદાવાદ, | અમદાવાદ | ૪૪૦૨ | ૮૩૯૭૩૭ | સાબરમતી |

સ—ગુજરાત પ્રાંતની દક્ષિણે જાયતો કયાં જવાય?

જ—મહારાષ્ટ પ્રાંતની કોકણ પટીમાં.

સ—મહારાષ્ટ દેશની ચારે દિશાની હદ શુ ?

જ—સાતપડાનો પાહાડ ઉત્તરે, વાહીન ગંગા અને વરધા નદીઓ પૂર્વે; આરબી સમુદ્ર પસ્ચિમે, દક્ષિણ મહારાષ્ટ પ્રાંત દક્ષિણે.

સ—મહારાષ્ટ પ્રાંતના બે ભાગ શા કારણે થયા?

અને દરેક ભાગનું નામ શું? અને ત્યાંના
રેહનાર લોકની જાત શી?

જ—મહારાષ્ટ્ર પ્રાંતની વચ્ચે સહયાદ્રી પર્વત છે તેથી એ પ્રાંતના બે ભાગ થયા છે. એ પર્વતની પશ્ચિમ ભાગને કોકણ પટ્ટી કહેછે. મધ્યના રેહવાશીને કુકણી કેહેછે. એ પર્વતની પૂર્વે તરફના ભાગને દક્ષિણ કેહછે; અને ત્યાંના રેહવાશીને દક્ષિણી કેહછે.

સ—એ પર્વતના દક્ષિણ ભાગમાં કયાં કયાં જીલ્લા છે? અને મુખ્ય શેહર, તેનુ ક્ષેત્ર ફળ, વસ્તી, અને નદી કઇ છે?

| જ—જીલ્લા | શેહર | ક્ષેત્રફળ, | વસ્તી, | નદી, |
|---|---|---|---|---|
| ખાનદેશ. | ધુળીઆ. | ૧૨૦૭૪ | ૭૭૮૨૦૦ | તાપી. |
| અહમદા. નગર. | અહમદા નગર. | ૧૦૪૧૫ | ૯૯૫૫૯૦ | સીની |
| સોલાપૂર. | સોલાપૂર | ૮૫૬૫ | ૬૭૫૧૧૫ | સીના |

| | | | | |
|---|---|---|---|---|
| પુના | પુના | ૫૨૫૦ | ૮૦૦૦૦૦ | મુળા મુઠા |
| સતારા | સતારા | ૯૩૨૭ | ૯૦૮૦૫૩ | ના સંગમે |

સ—કોકણ પ્રાંતમાં જીલ્લા અને મુખ્ય શેહેર, ક્ષેત્રફળ, વસ્તી કેટલી.?

| જ—જીલ્લા, | મુખ્ય, | ક્ષેત્રફળ, | વસ્તી, | નદી. |
|---|---|---|---|---|
| થાણા-અલીબાગ, | થાણા | ૫૪૦૦ | ૮૭૪૫૭૦ | કાલુ. |
| રતનાગીરી. | રતનાગીરી | ૪૫૦૦ | ૬૭૨૧૯૭ | બંદર |

સ—મહારાષ્ટ દેશમાં, નદી, શેહેર, કસબા, કેટલા?

| જ—નદીઓ, | શેહેર, |
|---|---|
| તાપી, | બરાનપૂર, સૂરત. |
| ગોદાવરી | નાશીક, પેડણ, ઓરંગાબાદ |
| ભીમા | પંઢરપૂર. |
| કૃષ્ણા | જમખંડી, કમળાપૂર. |

સ—મહારાષ્ટ દેશમાં એજન્શી કેટલી ?

જ—એજન્શી, ભોર સસ્થાન, પેઠ જંજીરા, ને ઝવાર સસ્થાન, સાવંત વાડી હલાકો.

સ—મહારાષ્ટ એજન્શી કોના તાબામાં છે.

જ—ખાનદેશ કલેક્ટરના તાબામાં ભીલસ-
સ્થાનની એજન્શી છે. થાણા કલેક્ટર
ના તાબામાં પેઠ, જવાર, જંજીરા સંસ્થા
ન અને સાવંત વાડી ઇલાકો છે.

સ—અંગ્રેજ સરકારના તાબામાં માહારાષ્ટ દેશના
બે ભાગ કેહવી રીતે આવ્યા ?

જ—સને ૧૮૧૭ માં પેશવા સરકાર પાસેથી.

સ—મહારાષ્ટ દેશની દક્ષિણે જવાથી શુ આવે?

જ—ગોવા પ્રાંત, પોરટુગીઝ સરકારનું છે, તે
અને દક્ષિણ મહારાષ્ટ પ્રાંત.

સ—દક્ષિણ મહારાષ્ટ દેશની હદ કેટલી ?

જ—મહારાષ્ટ ઊત્તરે, બગાળાનો ઉપસાગર પૂર્વે;
પોરટુંગીઝનું ગોવા પ્રાંત પસ્ચિમે, અને
નિજામનું રાજ્ય દક્ષિણે.

સ—દક્ષિણ મહારાષ્ટના જીલ્લાઓ, શેહરો, તે-
નું ક્ષેત્રફળ અને વસ્તી કેટલી ?

જ—જીલ્લા. શેહર. ક્ષેત્રફળ. . વસ્તી.

કોલાપૂર. કોલાપૂર. ૫૦૦૦૦૦

બેલગામ. બેલગામ. ૧૩૧૦૬ ૧૦૩૩૪૦૦

ધારવાડ. ધારવાડ. ૬૦૭૦ ૭૫૪૩૯૦

સ—દક્ષિણ મહારાષ્ટ દેશમાં નદી છે તે કઇ ?

જ—કૃષ્ણા ઉપર જંમખડી, કમળા પૂર છે.
તુગભદ્રા ઊપર હમસાધક છે.

સ—મુબઇ ઇલાકામાં પર્વતો કયાં છે ? અને તેની જગ્યા કઇ ?

જ—સહયાદ્રી પર્વતની દક્ષિણે મહારાષ્ટ દેશ અને કોકણ ને જુદા પાડેલા છે. એ વીગરે પાલીટાણા, ગીરનાર, પારનેરા, પાવાગઢ વીગરે ડુંગરો છે. અને સાતપુડાનો પાહાડ છે.

સ—મુબઇ ઇલાકામાં પોરતુગીઝનું રાજ કેટલુ છે અને કહાં છે ?

જ—દમણ, દીવ અને ગોવા એ ત્રણ જગ્યાએ છે અને તે યુરોપ ખંડના પોરતુગાલના રાજા છે.

## પૃથવી વીશે.

સવાલ—પૃથવીનો આકાર કેહવી રીતનો છે ?

જવાબ—પૃથવીનો આકાર ગોળ દડા જેવો છે.

સ—આપણે કેવી રીતે જાણીએ કે ગોળ દડા જેવો છે ?

જ—જે લોકો પૃથવીની આસપાસ પ્રદક્ષિણા કરી આવ્યા છે, તેમનાં ગ્રંથો ઉપરથી સાબીત થયું છે.

સ—પૃથવી ગોળ છે તેની સાબેતી શું ?

જ—તેની સાબેતીનાં કારણો ઘણાં છે. ૧ લું જે લોકો વાહણમાં બેસીને એક ઠેકાણેથી બીજે ઠેકાણે જાએ, અને પૃથવીની આસપાસ પ્રદક્ષિના ફરેતો, જ્યાંથી તેઓ પેહેલા નીકલ્યા હોય ત્યા પાછા ફર્યા વગર આવે છે—૨ જુ ચંદ્ર ગ્રહણ થાય છે ત્યારે એક તરફ પૃથવી અને બીજી તરફ ચંદ્ર રેહે છે, તે વખતે પૃથવીની છાયા

ચંદ્ર ઉપર ગોળ આકારે પડે છે. ૩ જુ
દક્ષિણ દિશા તરફથી ઉત્તર દિશા તરફ
જે લોકો જાયછે તેને ઉત્તર ધ્રુવનો તા-
રો ઊંચાણમાં દેખાય છે. ૪ થું પૃથવી
ના સર્વે દેશોમાં સૂરજ એક સરખા વખતે
ઉગતો નથી, કોઇ દેશમાં સહવાર હોયતો
કોઇ દેશમાં બપોર અને કોઇ દેશમાં તે
વખતે રાત્ર પણ હોય છે, તે ઉપરથી જણા
યછે કે પૃથવી ગોળ છે.

સ—પૃથવીનો પરીધ કેટલા મૈલ છે ?

જ—આસરે પચીશ હજાર મૈલ છે.

સ—પૃથવીનો વયાસ કેટલા મૈલ છે ?

જ—આસરે આઠ હજાર મૈલ છે.

સ—પૃથવી ઉપર સપાટી કેહેવી રીતે બની છે?

જ—પાણી અને જમીન મલીને.

સ—પૃથવી ઉપર પાણી, અને જમીન કેટલી છે?

જ—આખી પૃથવીના ત્રણ ભાગમાં બે ભાગથી
વધારે પાણી, બાકીની જમીન છે.

## વ્યાખ્યાઓ.

સવાલ—નકશો એટલે શું ?

જવાબ—હરયેકનો નમુનો અથવા તેનો આકારતે

સ—ખંડ એટલે શું ?
જ—જમીનનો મોટો ભાગ જેમાં ઘણાં શેહરો તે
સ—સંયોગિ ભુમી એટલે શું ?
જ—જમીનના બે મોટા ભાગને સાંધનારો જે
જમીનનો સાંકડો ભાગ તે.
સ—ભૂશિર એટલે શું ?
જ—જે જમીનની અણી લાંબી વધીને સમુદ્ર-
માં ગએલી હોય તેને ભૂશિર અથવા ભૂ-
શલાકા અથવા કેપ કહેછે.
સ—પર્વત, ડુંગર કે પાહાડ, કોને કહીએ ?
જ—જમીન ઉપર જે મોહટા ઊંચા ઠેકરા હોય
તે ડુંગર, એવા ઘણા ડુંગરો સાથે જો-
ડાઈ ઘણાં ઊંચા હોય તે પહાડ, અને એવા
ઉંચા પહાડો જોડાઈને સાથે લાંબા,
પોહલા પથરાએલા હોય તે પર્વત કેહવાય છે.

## પાણીનો ભાગ.

સ—પૃથવી ઊપર જળનો ભાગ કયા કયા છે?
જ—નદી, સરોવર, સમુદ્ર, અખાત, ઉપસાગ
ર, સામુદ્રધુની, માહાસાગર અને ખાડી.
સ—નદી એટલે શું ?
જ—ડુંગર, પર્વત, કે સરોવરમાંથી મીઠું પાણી

નીકલીને સમુદ્રને ગમે છેતે.
સ—સરોવર એટલે શું ?
જ— ચારે બાજુએ જમીનની વચમાં પાણી હોયતે
સ—સમુદ્ર એટલે શું ?
જ—ખારા પાણીનો દરીઓ જે મહોસાગરથી
નાહાનો તે.
સ—અખાત એટલે શું ?
જ—સમુદ્રનો ફાંટો જે ઘણો લાંબો ગએલો તે.
સ—ઉપસાગર એટલે શું ?
જ—અખાતનું મોહ પોહોલું થયેલું હોય તે.
સ—સમુદ્રધુની તે શું ?
જ—પાણીના બે મોહટા ભાગને જે સાંકડો પા
ણીનો ભાગ સંધિછ તે.
સ—માહાસાગર તે શું ?
જ—પૃથવી ઉપર ખારાપાણી નાંમોહટા સમુદ્રના
પાંચ ભાગ છે તેનો એક ભાગ તે.
સ—પાંચ માહાસાગર તે શું ?
જ—૧ ઉત્તર માહાસાગર, ૨ દક્ષિણ મહાસાગ
ર, ૩ આટલાન્ટીક મહાસાગર, ૪ પાસિ
ફિક મહાસાગર, ૫ હિંદી મહાસાગર, તે.
સ—ખાડી તે શું ?

જ—જે નદીનું મોહ પોહલું હોય અને તે સા
થે સમુદ્ર મલીને ભરતીનું પાણી નદી માં
હે આવે તે ખાડી.
સ—નદીનું મૂખ કે મૂળ એટલે શું?
જ—જે ઠેકાણેથી નદી નીકળેછે તેને મૂળ કહેછે.
અને સમુદ્રને જ્યાં મળેછે, તે મૂખ કેહેછે.
સ—જમીનના જે ભાગથી પાણીનો ભાગ ઉલ-
ટો આવે છે તે શું?
જ—જમીનનો ભાગ મહાદ્વીપથી ઉલટો સમુદ્ર.
અને જમીનનો ભાગ દ્વીપથી ઉલટો સરો
વર. તથા દ્વીપકલ્પથી ઉલટો ઊપસાગર.
તથા સંયોગી ભમીથી ઉલટી સામુદ્રધુની.
કેપથી ઊલટી ખાડી જાણવી.

## દિશાઓ.

સવાલ—પૃથવીની દિશાઓ કેટલી છે?
જવાબ—ચાર દિશાઓ તેનાં નામ ઉત્તર,
દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ.
સ—દિશાઓ કેમ પારખાવી તે જાણો છો ?

જ—હાજી, સૂરજ ઉપરથી, જો સૂરજ ન દેખા
તો હોયતો ધ્રુવના તારા ઉપરથી, અને
તે તારો પણ ન દેખાતો હોય તો હોકા-
યંત્ર વાહાણોમાં રાખેછે તે ઉપરથી.
સ—પૂર્વ અને પસથીમ દિશા કેવી રીતે જાણવી?
જ—જે તરફ દર રોજ સૂરજ ઉગેછે તે પૂર્વ દિ
શા, અને સાહજે તે આથમે છે તે પસ
ચીમ દિશા જાણવી.
સ—ઊત્તર અને દક્ષિણ દિશા કેહવીરીતે જણાય?
જ—પૂર્વ દિશા તરફ આપણે મોહ કરીને ઉભા
રેહેવું, એટલે આપણો ડાબો હાથ જે ત
રફ હોય તે ઉત્તર દિશા, અને જમણો
હાથ જે તરફ હોય તે દક્ષિણ દિશા જાણવી.
સ—હોકાયંત્ર કે ધ્રુવના તારાએ દિશાઓ કેહે-
વી રીતે જણાય ?
જ—હોકાયંત્ર એટલે વાહાણમાં રાખવાનો યં-
ત્ર તે મોહટા વાહણોમાં ખલાસીઓ રા
ખે છે, તે શૂર્ય ન દેખાય કે વાદળા હો-
ય તે વખતે સર્વ દિશાઓ તે જોવાથી
જણાય છે. તે યંત્રમાં સર્વ દિશા અને
ખુણા દેખાડનારું ચકર હોય છે, તેના

નીચે લોખંડની પટી છે તેના એક છે
ડાને ચમક પાવાથી તે છેડા ઉત્તર દિશા
તરફજ રેહે છે, અને ધ્રુવના તારાનું ઉગ
વું પણ ઉત્તરમાંજ છે તે ચકર ઉપર સર્વે
દિશા અને ખુણા ચીત્રેલા હોયછે તેથી
ઉત્તર દિશાની સાંમે દક્ષિણ અને પૂર્વની
સાંમે પસચીમ દિશા સેહેલાઈથી જણાયછે.

સ—ખુણા કેટલા છે ?

જ—ચાર છે. ૧ વાવ્ય. ૨ ઇશાન. ૩ નૈરૂત્ય
૪ અગ્નિ.

સ—તે કઇ કઇ દિશાઓની વચ્ચે છે ?

જ—ઉત્તર અને પસ્ચિમ દિશાની વચ્ચે વાવ્ય
ખુણો, ઉત્તર અને પૂર્વ દિશાની વચ્ચે
ઇશાન ખુણો, તેમજ દક્ષિણ અને પસ્ચિ
દિશાની વચ્ચે નૈરૂત્ય ખુણો, અને દક્ષિણ
તથા પૂર્વ દિશાની વચ્ચે અગ્નિ ખુણો છે.

સમાપત.